ગુજરાત વિદ્યાપીઠ ગ્રંથાલય
અમદાવાદ
ગુજરાતી કૉપીરાઈટ-સંગ્રહ

# વૈષ્ણવ બાળપ્રાર્થના

## ભાગ ૧ લો.

## મંગળાચરણ

[ રાગ—આવોને અલબેલા વહાલા મને તમારી માયારે. ]

શ્રીજી શ્રીનવનીતપ્રિયાજી શ્રી વિઠ્ઠલવર વહાલારે;
શ્રીદ્વારિકાનાથજી શ્રીગોકુલપતિ શ્રીગોકુલચંદ રસાલારે.
છટ્ઠી પીઠે બિરાજનારા પ્રભુજી કરજો મહેરરે;
શ્રીમદનમોહનજી મોહ પમાડી આપો મીઠી લહેરરે.
શ્રીનટવર નૃત્ય કરો મુજ ઉરમાં રંગભૂમિ એ તારીરે.
સર્વે રસની ભોગી હું છું આપો વિવિધ વિહારીરે.
કરગરતી આ કિંકરી રસિયા નિ:સાધન બિચારીરે;
બ્રહ્મભજન રસભોગી મોંઘા તેથી છો બ્રહ્મચારીરે.

---

## ભજન કરીને પથારી છોડવી

ઝુલણા છંદ

આવો જનવેલનાં કુસુમ કુમળાં અહીં
આપણે શ્રીશનાં ગાન કરીએ;
પ્રાણવલ્લભતણું રૂપ જુજવાં ઘણું

એક રાગે તે સર્વે ઉચરીએ—આવો—

ઉઠી અત્યારમાં પ્રભુજીને પ્યારમાં
અશ્રુઓ સાથ સંભારવાના.
કંઠ ગદ્દગદ્દ કરી, હુર રસમાં ધરી
નાથ! ઓ નાથ! ઉચ્ચારવાના. આવો—
કરુણુ એ શ્રીહરિ કરશે ચિંતા પરી
તરી ખરી એજ ભવસાગરે છે.
દીન થઈ કિંકરા, ભજ સદા રસવરા,
ચંદ વ્રજનોજ સાચો સગો છે.

---

## દર્શન દેવા વિનતિ

[ રાગ—આવોને અલબેલા વહાલા મને તમારી માયારે. ]

શ્રીયમુનાતટના સદા વિહારી વહાલા વહેલા આવોરે;
ભકતજનોના રસના આહારી દયા દીલમાં લાવોરે.
પ્રીતમજી! હું પાલે પડી છું અન્ય નથી કોઈ બેલીરે;
પ્રીતમજી સ્વામીજી છો પણ, નથી કદી હું ખેલીરે.
સંતાયા ક્યાં વહાલા મારા મુખ સંતાડો મીઠુંરે;
તરછોડીને દૂર ફરો છો તમશું કોઈના દીઠું રે.
સંતાડ્યા શું—હુરનિકુંજે કોઈ વહાલીએ ઉંડારે;
કિંકરીએ તો મહાસુખ આશે પહેર્યાં અંમર ચુડારે.

—શ્રીયમુના—

---

# શ્રીવલ્લભચરણ—રજ માહાત્મ્ય

દોહરા

પાદાંબુજ શ્રીરાજના, શીતળ સુખદ સ્વરૂપ;
રજ વાંછું એ ચરણની મુજ શિરની એ ભૂપ.

એ રજ શિરપર ધારીને, ફરૂં સદા જગમાંય;
એ ધન મારાં જીવનનું, અળગું ક્ષણ કેમ થાય ?

જીવું હું એ રજ વડે, અમૃત મારૂં એહ;
જો ક્ષણ એક ખસે કદી, રહે નહિ મુજ દેહ.

પોષણ એ મુજ પ્રાણનું, ચુંબે એ રજ પ્રાણ;
સદા સદાએ ચુંબવી, જીવનની એ લ્હાણ.

એ રજના માહાત્મ્યની, મને ખબર નવ કાંય
પોરાથી સાગર અખિલ, કેમ કરી નિરખાય ?

કોઈને એ રજ ના મળે, મથતા મોટા દેવ;
મુજ શો કોણ સુભાગીઓ ? શિરે વસે રજદેવ !

દૈવી દેવો જગતના, એ રજના માલીક;
હૃદયે આલિંગી ફરે માની ભાગ્ય અધિક.

જીવન રસની લ્હાણમાં, સાચી લ્હાણ કમાય;
એજ કમાણી રજ રૂડી, આનંદ ઉત્સવ થાય.

સર્વે ઇંદ્રિઓ વડે, ઘેરી એ રજ રોજ
મસ્ત બની ફરતો ફરૂં; આવે લેહજત તોજ

મુજ ઇંદ્રિયો ગોપીકા; રજ એ મારા ઇશ,
રાસ રમે છે નિત્ય એ, વચમાં રાખી શ્રીશ.
કિંકર ઘેલો થઇ ગયો, રજનો જોઇ આનંદ;
શ્રીવલ્લભમાં કેટલો, કોણુ ઉકેલે છંદ ?

---

## શ્રીમહાપ્રભુજીનું સ્તવન

રાગ બનઝારો

છબી વલ્લભવરની પ્યારી; સદા રાસ રમણુ રમનારી—ટેક—
એના વદનનો જોને ચહેરો, જોતાં ઉઠે ઉરમાં લહેરો.
કેવી સુરત સરસ રસાળી—છબી—
કોટિ સુરજ સમ ભરપુર, તેજો ઉડી પડયાં જો દૂર;
તેજે અંજાયાં સહુ નરનારી—છબી—
એની આંખલડી અણિયાળી, જોતાં લાગે લગન રસતાળી;
મીઠી અમૃત રસની એ ક્યારી—છબી—
વિંધે ભક્તોનાં ઉર એ આંખ; પ્રેમ કટારી એમાં છે ઝાંખ.
નજર શરથી એ છે વિંધનારી—છબી—
એના મુખડાનો મલકારો, જાણે રસસરનો હેલકારો;
ભક્તોપર રસ હેલી કરનારી—છબી—
એનું મલક મલક મુખ મુસકે, દેખી રસિકનાં ઉર છટકે;
દોડી શરણે પડે જો નરનારી—છબી—

કિંકર નિરખી નિરખી ન ધરાય, અતિ અતિ ઉલટ ઉરે થાય;
સુરત અન્ય સકળથી એ ન્યારી—છબી—

(કાવ્યસંગ્રહમાંથી)

## શ્રીયમુનાસ્તવન.

સખિ! નિરખ કમળ રસભીનાં;

શ્રીયમુનાનાં નયન કમળએ, નિરખે રમણુ હરિનાં;
નિર્ગુણ હરિરસ પીએ રસિકડાં. તેથી દીસે રસિલાં:—સખિ.—
નયનો અનંત કર્યાં શ્રીયમુના રમણુ અનંત હરિનાં;
થોડાં નયન નિરખે શી રીતે, શ્રીયમુના રસભીનાં—સખિ—
રંગ રક્ત છે સકળ કમળનો, કારણુ સકળ રસિલાં;
પીએ એક રસ સદાજ તેથી, એક રંગેજ રંગિલાં—સખિ—
કમળે કમળે રમે છુપીને, યુગલ સ્વરૂપ રસિલાં;
શ્રીયમુનાનાં સકળનયનમાં કિંકરી રમણુ હરિનાં—સખિ—

(કાવ્યસંગ્રહમાંથી)

## શું ભણવું ?

રોળાવ્રત

ભણ્યો ગણ્યો અતિ તોય ક્યાંય નવ દીઠો શ્યામો;
થોથાં ફોલ્યાં ખુબ કાંઇ, નવ સરિયાં કામો.

અતિ ભણ્યો ઇતિહાસ, તત્ત્વ નવ કાંઇ નીકળિયું;
ભણ્યો જૂની ભૂગોળ, કાંઇ માંહે નવ જડિયું.
ગણ્યાં ગણિત વિધવિધ, હિસાબ બહુ મોટા ભારી;
જડયો જવાબ ન શ્યામ, મળ્યા નહિ કુંજવિહારી.
શીખી રસાયન અધિક, બનાવટ સહુની જાણી;
નવ નીકળ્યા ભગવાન, મટે ભવ કેરી ઘાણી.
પ્રભુ પ્રેમના પાઠ ભણે ભણવાના જાણી
તો રીઝે ભગવાન, મટે ભવ કેરી ઘાણી.
કિંકર! શોધી કાઢ, પ્રેમપાઠો જે ભણિયા
કર સંગત રહે રંગ, પ્રભુના રસમાં ગળિયા
(કાવ્યસંગ્રહમાંથી)

---

## ધન્ય છે ફૂલને

દોહરા

ધન્ય રૂડી આ ફુલડી, રહેવાની દિન એક;
સુવાસ દઇ આ પવનને, જીવન કરશે નેક.
ભક્ત આવશે વીણવા, કરશે શુભ સત્સંગ,
પછી જશે પ્રભુની કને; ધરશે પ્રીતમ અંગ.
એક બની માળા રૂડી, બનશે આનંદલેર;
સંપી રાસ સમાં બની, કરશે રૂડી લહેર.
જીવન રસની લહેરમાં, બની જશે તરબોળ;
ભુલી ભાન અમર બની, રસનો કરશે ઢાળ.

સુંદર કુમળાં રસિકડાં, એવાં સુણિયલ ફૂલ;
પ્રીતમજી સ્વીકારતા, દેહજ કરતાં ડુલ.
દેવી જીવની સમ સદા, કરે પ્રાણસંબંધ;
કિંકર! ફટ ફટ તેહને, હરિ શું નહિજ સંબંધ.

---

# પ્રભુના સંબંધ સિવાય બધું નકામું

### હરિગીત

પ્રભુ પ્રેમ રસ ચાખ્યો નહિ, અમૃત પીવાથી શું થયું?
પ્રીતિ પ્રભુશું ના કરી, જુગ જુગ જીવ્યાથી શું થયું?
ભક્તિયોગી ના થયો; યોગી થયે કહો શું વળ્યું?
ધન અચળ હરિના મેળવ્યું; દારિદ્ર એથી શું ટળ્યું?
પ્રેમવિદ્યા નવ ભણ્યો, શાસ્ત્રો ભણ્યે કહો શું થયું?
કાગવૃત્તિ ના ગઈ, પંડિતપણાથી શું થયું?
હંસવૃત્તિ ના થઈ, ધિક્કાર એ પંડિતપણું;
દૃષ્ટિ અમીવાળી નથી કહો, આંખનું ફળ શું અણું?
મનમાં નથી મિઠાશ તો, હોયે હૃદય તોયે શું થયું?
અમૃતસમી વાણી નહિ, તો જીભ હોવે શું થયું?
સેવા હરિની ના કરી, તો હાથ હોવે શું થયું?
પ્રભુ દર્શને દોડે નહિ, તો ચરણનું ફળ શું લહયું?

ભાલમાં તિલક નહિ એ ભાલ છે શા કામનું ?
રસિલા ચરણ ભાલે નથી, એ ભાલ[1] જેવું નામનું ?
સમદૃષ્ટિ નહિ સર્વે ઉપર, તો બ્રહ્મભાવે શું થયું ?
કિંકર સકળ હરિનાં બને તો તો સફળ જીવન થયું ?

---

# પ્રભુ સંબંધવાળું જ સાચું છે.

હરિગીત

પ્રભુ પ્રેમ રસ ચાખે સદા, અમૃત કહો શા કામનું ?
પ્રભુને વિષે રમતો સદા, છે અન્ય તેને નામનું.
પ્રીતિ પ્રભુ વિષે અતિ, બહુ ના જીવે તો શું થયું ?
જીવે કુસુમ દિન એક આહા ! ધન્ય જીવન એહનું.
દઇને સુગંધિ પવનને; પ્રભુ પાસ પણ તે જાય છે;
પ્રભુનાજ અંકે એ રસિકનું જીવન સફળ ઢોળાય છે.
પ્રભુ પ્રેમમાં જે મસ્ત છે, ડહાપણ ન હોયે તોય શું ?
પ્રભુ સ્નેહમાં રસરક્ત છે, ગાંડું ગણાયે તોય શું ?
પ્રભુ પ્રેમમાં મન મહાલતું, વાણી ન હોયે તોય શું ?
પ્રભુના રસે જે પ્રવીણ છે, શાસ્ત્રો ભણે ના તોય શું ?
પ્રભુ લહેરમાં ઉર નાચતું તો, શારદાથી શું થયું ?
ડુબે હૃદય જો રસસરે, તો ગંગસ્નાને શું થયું ?

---

૧ ઉજડ, ઓરસિયા જેવો

ગુરુચરણુમાં આસક્ત છે તો, તીર્થ બીજાં શાં વળી?
મન મ્હાલતું ગુરુમાં સદા, ભવ આપત્તિ સઘળી ટળી,
કિંકર તણું ધન શ્રીગુરુજી, અન્ય કંઈ નહિ જાણતો,
પ્રીતિ નથી ગુરુને વિષે, ખર એ જગતમાં જાણવો.

---

## તું તારૂં સંભાળ

### દોહરા

જગમાં જે જે જીવડાં, કુંજર કીડી સર્વ,
સૌ પર પ્રીતિ રાખવી, સઘળો છોડી ગર્વ.
આપણ પણ એક જીવડું, નવ ધરવું અભિમાન;
દીન થઈ રમવું સદા, રાખી હરિમાં તાન
દયા રાખ તું સર્વપર, સૌને દે સંતોષ;
દુ:ખ ભલે દે કોઇ તને તોયે નવ ધર રોષ.
સાગરશું ઉર રાખીને, સુખ દુ:ખ સર્વ સમાવ;
પ્રીતમજી સુણશે સદા, તો તો તારી રાવ.
સર્વ પ્રાણીઓ રમકડાં, ઈશ્વર કેરાં ખાસ;
ફાવે તેમ પ્રભુ રમે, તું જો થઈને દાસ.
સારૂં નરસું તું ગણે; પ્રભુને મન નવ કાંય;
તું તારૂં સાચવ સદા, બીજાને કાં ધાય?
તુજ નીચે છે તાપણી, હોલવ બની સચેત;
વળતી હોલવ અન્યની, નહિ તો થઈશ ફજેત.
ડગલે ડગલે જાળવી, કિંકર ચાલ સહાય,
પ્રભુ ધન નવ લુંટાય તેમ મન રાખી દે પાય.

---

# ૧૦

# ભક્તિમાન પંખીડાં

## દોહરા

પંખીડાં સૌ ભક્ત છે, સદા ભજે તે ઇશ;
પ્રભુ વણુ બીજું ના વદે, કરે ન કોઇપર રીસ.

પીયુ પીયુ બોલે છે સદા, પપૈયો ધરી પ્રેમ;
પીયુ એટલે શ્રીપ્રભુ, અન્ય વધાની નેમ.

રામ રામ પોપટ કહે, હોલો ગોકુળચંદ;
પારેવાં પણ એ વદે, પ્રભુ નામનો છંદ.

કોયલ હરિ હરિ બોલતી, ટહુકે મીઠી વાણ;
નામ સુણાવે મીઠડું, વસંતની લે લ્હાણ.

કાન કાન સારસ કહે, સારસી બોલે કૃષ્ણ,
રસભર સરસરિતા રૂડી, ગજવે છોડી તૃષ્ણ.

ધન્ય રસિક એ બેલડી, છુટે નવ ક્ષણ એક;
એવાં પ્રેમી હોય તો, જન્મ તણી રહે ટેક.

હરિ હો હરિ હો વાણીથી, મોર કરે ટહુકાર;
પ્રભુ વિયોગી યોગી કો, જાણે દે ટહુકાર.

મનુષ્ય થઈ હરિ ના ભજે, પંખીથી પણ હીન;
કિંકર ! ફૂટ ફૂટ છે તને, જો ન ભજે થઈ દીન.



# વનસ્પતિમાં પ્રભુ રમે છે

દોહરા

વનસ્પતિ સૌ વિશ્વની, સાચી વૈષ્ણવ ખાસ,
વેદ વદે વાણી રૂડી,[1] સૌની છે એ દાસ.

ફૂલ આપે છે ફાંકડાં, વેલી ને વળી છોડ;
આવે છે ઉપયોગમાં, પુરે મનના કોડ.

ફળ આપે કોઈ મીઠડાં, કોઈ પાય છે રસ;
કઠોળ ને અન્ન આપતાં, કોઈ આપે છે કસ.

કંદમૂળ આપી અને, કરે સર્વ સેવાય;
ઉપકારે અભિમાન ના, ગર્વ ન છાંટો હોય.

છાંયા આપે હરખથી, પોતે વેઠે તાપ;
પોષે સર્વે વિશ્વને, જાણે હોય માબાપ.

પત્થર મારે કોઈ તો, ફળ આપે છે તરત;
ધન્ય ધન્ય વેલી વૃક્ષને, બદલાની નહિ સરત.

આથી એનાં પાનમાં, રમે સદા જગદીશ;
જુગલ જોડ થઈ એક ને, રમે સદાયે શ્રીશ.
બક્ત[2] રંગ પીળો વળી, શ્યામ રંગ છે નીલ
એક થયે લીલાં બને, ઝુલાવે જો અનીલ.[3]

---

૧ वैष्णवा वै वनस्पतयः इति श्रुतेः ૨ વાદળી જેવો
૩ પવન

અનીલ નાંખે હિંચકા, હિંચે હરિને ભક્ત;
લહેર ઉડે એ પાનમાં, શ્યામરસે રહે રક્ત.
વૃક્ષવેલમાં રગેરગે, રસ વહે છે નિશદિન;
રસિક જીવન છે એમનું, રસ ને એ જળમીન.
એક સ્થળે નિરોધથી, લહેર કરે હરિસંગ;
કિંકર ! ધન્ય ધન્ય તેમને, સદા ઉડાવે રંગ.

## પ્રભુસાથે શિરસાટે પ્રીતિ રાખવી

દોહરા

મંકોડાની પાસથી, શીખ પ્રીતની રીત,
પ્રેમી નવ તે છોડતો, થાય જગત વિપરીત.
ગોળ સાથ પ્રીતિ રૂડી, વળગે જઇ તે ત્યાંય;
ચુંબે રસ આનંદથી, પરવા નવ મન કાંય.
છોડાવા કોઈ મથે; પણ નવ છોડે એહ;
વછોડતાં વછુટે નહિ, કકડા થાયે દેહ.
ટુક ટુક દેહ ભલે બને, પ્રેમી કેમ છોડાય ?
ધન્ય ધન્ય એ પ્રેમીને, પ્રેમે દેહ તજાય.
પ્રભુ પ્રેમી સાચો સદા, કરીએ સાચી પ્રીત;
શિર ગયે નવ છોડીએ, થાય જગત વિપરીત.
શક્તિ હોય જગ જીતવા, પ્રીતિમાં ધર પાય;
શૂરાતન હોયે ઘણું, તોજ કાર્ય તુજ થાય.

શહનશીલતાનું શર ગ્રહી, ધીરજ ધરી ધનુષ,
લઢીશ વિરોધી સાથ તો, હારે સર્વ મનુષ.
ખડખડ હસ આનંદથી વિરૂદ્ધ થાયે સર્વ;
તું જીતીશ સૌ હારશે, પણ નવ રાખીશ ગર્વ.
કિંકર બન પ્રેમી તણો, જો આવે તે લહેર,
ઇશ્વર વણુ પ્રેમી નથી, સંત પુરૂષને ઘેર.

---

## "પાંદડાં પ્રભુનું પારણું છે"

### દોહરા

આ જોને સઘળા નગો, ઝુલે પવનથી ખાસ,
કારણ એનું જાણવા, કરીએ કંઇક પ્રયાસ.
પાનો હરિનું પારણું, પ્રભુ ઝુલે રસલેર;
પાનેપાન બિરાજીને, ઉડાવતા બહુ લ્હેર.
પવન ઝુલાવે પારણું, ઝુલે પ્રભુજી ખુબ,
રાગે કીલકારી કરે, ઝુલે થઇ મગરૂબ.
પાનો ખખડે તે રૂડો, પલનાનોજ અવાજ,
અનંત રૂપો લઇ ઝુલે, સૌપર શ્રીવ્રજરાજ.
કોઇ મોટું છે પારણું, કોઇ છોટું છે છેક,
મોટા નાના બની અને, ઝુલે ધન્ય વિવેક.
દિવ્ય ચક્ષુ નહિ આપણાં તેથી નવ નિરખાય,
નિરખે સઘળું શ્રીહરિ, કામ સફળ જે થાય.

સારાં કામ કરી અને, પ્રભુને ભજીએ રોજ,
મન પાવન જો રાખીએ રીઝે પ્રભુજી તોજ.
જગમાં શુભ કાર્યો વડે, કિંકર સૌ પરખાય,
તિલક રૂડેરૂં ભાલમાં, વાણી મીઠી હોય.

## જગત સત્ય છે.

દોહરા.

સઘળામાં પ્રભુજી વસે, ઝાડ પહાડ ને વેલ
પવન ઉપર સ્વારી કરી, કરતા સઘળે સ્હેલ
જગજીવન જળમાં વસે, પૃથ્વીના કણમાંય;
રજમાં રસપતિ માલતા, રમતા રાસ સદાય.
ઘર શ્રીજીનું સૌ જગત, વસે માંય વ્રજરાજ;
કોણ કહે જગ જુઠડું, મ્હાલે જ્યાં જગરાજ.
માયાવી ને આંધળા, કહે જગત અસત્ય;
લાડીલો જે પ્રભુતણા, તેજ માનતા સત્ય
રૂપનામ પલટાય છે, તેથી પામી મોહ;
જગને જુઠું જે ગણે, કરે પ્રભુનો દ્રોહ.
પ્રભુજીનાં ઘર જુઠડાં, એવું કયમ કહેવાય?
ભાગે ને નવલાં ઘડે, કિંકર! કેમ મુંઝાય?

# દયા

દોહરા.

ભાઇઓ નિરખો આપણે, આ સૌ જગના ખેલ
ખેલે સર્વે પ્રાણીઓ, ઉડાવતાં રસરેલ.
પિતા પ્રભુજી એમના, માતા પૃથ્વી પાસ
રમતાં દેખી સર્વને, રાજી થાયે ખાસ.
સૌપર પ્રીતિ રાખવી, માતપિતા રહે ખુશ
પ્રભુજીનાં સૌ બાળુડાં, રમતાં રાખી હુંસ.
કીડીથી કુંજર સુધી, જગના આ સૌ લોક
કિંકર સમ પ્રભુને સકળ, સૌની સાચવે નોક.
રાખી અમૃત આંખડી, બોલી મીઠી વાણુ
રાજી સૌને રાખવાં, જીવનની એ લ્હાણુ.

---

# શુધ્ધ હૃદય હોય ત્યાં પ્રભુ રમે

દોહરા

આવો સર્વે બાળકો, કરીએ સ્તુતિ આજ
આનંદમાં દિન જાય ને, રીઝે શ્રીવ્રજરાજ
પવન ઉપર સ્વારી કરી, ઉડે સઘળે ઇશ
વાની લ્હેરી ઘોડલી, માલીક શ્રીજગદીશ.
નાક વિષે થઇને પ્રભુ પવન ઉપર થઇ સ્વાર
જાય આપણાં ઉરમાં, મન જોવા નિરધાર.

રસિક, કરૂણ ને મીઠડાં, ઉર આપણાં હોય
ખુશ ખુશ થઇને શ્રીહરિ, રમે રૂડી કરી સોય.
માટે મિત્રો આપણે, સદાય રહેવું શુધ્ધ
મન વાણી ને કર્મથી નિર્મળ રાખી બુધ્ધ.
કિંકરોના ઉર વિષે સદા રમે જગદીશ
તેથી મન તે છે પ્રભુ ગીતામાં કહે ઇશ.

---

## ભક્ત કવિ દયારામભાઇનાં કાવ્યો

## પરાત્પર શ્રીકૃષ્ણ

સેવ્યને શ્રીકૃષ્ણ રસિક રાધિકાપતિ,
રાધિકાપતિ ગોવિંદ, ગોપિકાપતિ. સેવ્ય. ૧
મહાવાક્ય તત્ત્વમસિ, મર્મી તે તણા મુનીંદ્ર,
લીન જેહમાં સ્વરૂપ, તેથી પર અતિ. સે૦ ૨
બ્રહ્મા વિષ્ણુ ભવ અનંત, અંત ના લહે અચિંત્ય,
અર્થ સાધને ન સાધ્ય, યોગી ન તું યતિ. સે૦ ૩
આત્મારામ પૂર્ણકામ, ધામધામ વામ શ્રામ,
શ્રેયસદ્મ નામ શ્યામ, અદ્‌ભુતાકૃતિ સે૦ ૪
સ્વયંભૂ સ્વતંત્ર ગ્રહી, શકે ન કોઇ મંત્ર તંત્ર,
પ્રાપ્ત શુદ્ધ પ્રેમ અનન્યભક્તિ હીનમતિ. સે૦ ૫
લલિત છબી ત્રિભંગીલાલ, મદનમોહન અતિ કૃપાળ,
જેહને નિરખી તૃપ્તિ દયાને નથી થતી. સે૦ ૬

---

१७

# અનન્યતા

હરિને ભજે વળી અન્ય આરાધે, તે અનન્ય ભક્ત ન કહાવેરે;
અંતે તો સહાય શ્રીકૃષ્ણ કરે પણ,
આગળથી અથડાવેરે.
ભજતાં ગોવિંદ કોઈ નવ રહે બાકીરે,
મૂળનું પાણી સઘળે પહોંચેરે;
શાખાઓ છાંટે તરુ તૃપ્તિ ના પામેરે,
શ્રમ પહોંચે સમજે ત્યારે શોચેરે.
ઘેર ગોવિંદ નંદે અંબા આરાધ્યાંરે,
અજગરે ગળીઆ પીડા પામ્યારે;
પરિણામે છુટયા જ્યારે પ્રભુએ છોડાવ્યા,
દેવીથી દુઃખ નવ વામ્યારે.
અભયાનો આશ્રય કીધો અંબરીષ ભક્તેરે,
દુર્વાસાદ્વારા દુઃખ દીઠું રે.
રક્ષણ સુદર્શનરૂપે કૃષ્ણે કર્યું,
પણ ક્ષુધાકષ્ટ વર્ષ એક વેઠયું રે.
પાંડવના ઘરમાં પ્રકટ પ્રભુ વસ્યા પણ,
શિવાદિકને સેવ્યાની શ્રધ્ધા મનમાંરે;
કુંતા સંબંધે કેશવ કષ્ટે ધાયા,
વિવિધની પીડા પામ્યા વનમાંરે.

એવા ઇતિહાસ ઘણા સ્વલ્પમાં સમજોરે,
અન્યાશ્રયે કીધે એવું થાયેરે;
બહુ ઘરનો પરોણો જેમ ભુખે મરે પણ,
ઓળંભો કોઇને ના દેવાયરે.
એક આસકિત વિના ચિત્ત ના ચોરાયરે,
સંશય ત્યાં લગી સિદ્ધિ શાનીરે;
કૃષ્ણનો અંશ હયો કૃષ્ણને સેવે,
એના બાલકને આશા એનીરે.

---

# અનન્યતા

એક વર્યો ગોપીજન વલ્લભ, નહિ સ્વામી બીજો;
નહિ સ્વામી બીજો રે મારે નહિ સ્વામી બીજો. ટેક.
અવર કોઇનું કામ ન મારે, રીઝો કે ખીજો;
કૃષ્ણ કરે તે પ્રમાણ, કારજ વણસો કે સીજો;
પ્રાણ જાય પણ અન્ય કૃતિમાં, મન રખે ભીજો. એક. ૧
સુખી દુ:ખી જેમ ગમે તેમ રાખે, એના ગુણ ગાઉં;
વિના મૂલનો ઘરનો ગુલામ, વેચે ત્યાં વેચાઉં;
એજ ગમ્યો એથી મન માન્યુ, બીજો નવ ચાહું;
એના અતિ અવતાર હું કોઇનો, દાસ ન કહેવાઉં. એક. ૨
કૃષ્ણ વિના શિર અવર નમે, તો છેદનનો દંડ;
નંદકુંવર વણ નામ જપે તો, જીવ્હા કરૂં શતખંડ;

અવર દેવની આશ કરે અઘ ભજે વળી બ્રહ્માંડ,
અન્ય અમર દર્શને દોડે પગ, તો પાડું પિંડ. એક. ૩
હું ચાતક જળ સ્વાતી શ્રીજી, હું ઝખ હરિ વારી;
હું હારીલ કાડી હરિ દઢવત, ધારી તે ધારી;
અનન્ય પતિવ્રત જેને નહીં, તે કહીએ વ્યભિચારી,
શ્રીગુરુદેવ નભવજો કહે દયો, સદા ટેક મારી. એક. ૪

---

## નામસ્મરણ

અલ્યા ઉઠતાં કૃષ્ણ કહે, બેસતાં કૃષ્ણ કહે,
સુતાં શ્રીકૃષ્ણ કહે, હરતાં ફરતાં.
ચાલતાં કૃષ્ણ કહે, દોડતાં કૃષ્ણ કહે,
વણ કહે કૃષ્ણ રખે, કાંઈ કરતાં. અલ્યા. ૧
કૃષ્ણ કહી ખાન કર, પાન કર કૃષ્ણ કહી,
કૃષ્ણ ગુણ ગાનકર, દુઃખ સુખમાં.
ગુપ્ત પણ કૃષ્ણ કહે, પ્રગટ શ્રીકૃષ્ણ કહે;
અહર્નિશ કૃષ્ણને રાખ્ય મુખમાં, અલ્યા. ૨
પ્રીતે શ્રીકૃષ્ણ કહે, ભીતે પણ કૃષ્ણ કહે,
સહજ શ્રીકૃષ્ણ કહે, કૃષ્ણ કામે,
સર્વકાળે સદા સઘળે શ્રીકૃષ્ણ કહે,
સિદ્ધ કારજ સકળ શ્રીકૃષ્ણ નામે. અલ્યા. ૩

સહુજ બની આવે સાધન સકળ શિરમણિ,
ચેત ,આવ્યો ધસ્યો કાળ ડસવા.
લટકું અમૂલક ચાલ્યું ચેતો દયા,
નહિ તો નિશ્ચે પડશે હાથ ઘસવા. અલ્યા. ૪

---

# વૈષ્ણવદર્શન

તે ભગવદીયનાં દર્શન દુર્લભ; જેનું ભાગ્ય હોય તેને તે ભેટે રે.
અવલોકન માત્રે અઘ નાસે, તાપ ત્રિવિધ મેટે રે. તે૦ ૧
પ્રેમભકિતમાં પચેલા પૂરા, નિંદા કરે નહિ કોની રે;
અંતરમાં અવિનાશી વસેલા, નિર્મળ મતિ સદા જેની રે. તે૦ ૨
સર્વસ્વ જેનું શ્યામસુંદર તેનું નિશદિન ધ્યાન ન મૂકે રે;
શ્વાસ ઉચ્છવાસે શ્રીકૃષ્ણને સમરે, નિમિષેક નામ ન ચુકે રે. તે૦ ૩
ક્ષમા દયા સમદષ્ટિ જેમાં, સત્ય પ્રથાએ ચાલે રે;
સંતોષી સાત્વિક ને વિવેકી, ભજનાનંદમાં માલે રે. તે૦ ૪
જેનું સર્વ સમપર્ણ હરિને, સેવા કરે સ્નેહે સાચી રે;
દઢ વિશ્વાસ ધરે નિજ ધણીનો, બુદ્ધિ ન રાખે કાચી રે; તે૦ ૫
અન્ય પ્રસાદી, અન્યાશ્રય વર્જે, ઘણું ગુરુ વૈષ્ણવપર હેત રે,
પ્રાણીમાત્ર તણું હિત ઈચ્છે પરગજુ સ્નેહ સમેત રે. તે૦ ૬

ઇંદ્રયજિત અભિમાન રહિત શુચિ, મોહમાયાથી રહે અળગા રે,
જ્ઞાની ત્યાગી સુખ દુ:ખ સમ લહે, સત્સંગને રહે વળગ્યા રે–તે૦ ૭
તે હરિજનના દાસના દાસનો, દાસ પ્રભુ મને કરજો રે,
દયો ભણે તેના ચરણુની રજ, મારા શિરપર સદા ઠરજોરે- તે ૮

---

## પ્રેમ

જે કોઇ પ્રેમઅંશ અવતરે, પ્રેમરસ તેના ઉરમાં ઠરે. ટેક.
સિંહણુ કેરૂં દૂધ હોય તે સિંહણુ સુતને ઝરે,
કનકપાત્ર પાખે સહુ ધાતુ, ફોડીને નીસરે. પ્રેમરસ. ૧
સકરખોરનું સાકર જીવન, ખરના પ્રાણુજ હરે,
ક્ષારસિંધુનું માછલડું જેમ, મીઠા જળમાં મરે. પ્રેમરસ. ૨
સોમવેલી રસપાન શુદ્ધ જે, બ્રાહ્મણુ હોય તે કરે,
અગળવંશીને વમન કરાવે, વેદવાણી ઉચ્ચરે. પ્રેમરસ. ૩
ઉત્તમ વસ્તુ અધિકારવિના મળે, તદપિ અર્થ ના સરે,
મત્સ્યભોગી બગલો મુક્તાફળ, દેખી ચંચુ ના ભરે. પ્રેમરસ ૪
એમ કોટિ સાધને પ્રેમ વિના; પુરુષોત્તમ પૂઠ ન ફરે;
દયાપ્રીતમ શ્રીગોવર્ધનધર, પ્રેમભક્તિએ વરે. પ્રેમરસ. ૫

---

## સ્નેહવિરહ

રાગ કાલિંગડો.

સખી હું તો જાણુતી જે સુખ હશે સ્નેહમાં:—સખી હું તો ટેક
હું શું જાણું જે પ્રાણુ પરવશ પડશે, અગ્નિ ઉઠશે આખી દેહમાં.૧

પીડા પામેરે પૂરો થશે નવ ભાવે, જાદુડો એવો જે કાંઇ એહમાં.૨
રૂપ ને ગુણ સહુ તે તેમાં દેખે, જેનું મન માન્યું જેહમાં-૩
સ્વાધીનને પરાધીન કરી નાંખે, નેહ વિના એહ બળ કેહમાં-૪
હું દુઃખી અહીં ને વ્હાલો વિકળ ત્યાં છે, સુખી ના મળે કોઇ બેહમાં.૫
દયાના પ્રીતમ સદા સમીપ વસે તો ભીંજી રહું આનંદ મેહમાં. ૬

---

## "શું જાણે વ્યાકરણી?"

શું જાણે વ્યાકરણી વસ્તુને, શું જાણે વ્યાકરણી;
મુખપર્યંત ભર્યું ઘૃત તદપિ, સ્વાદ ન જાણે બરણી. ૧
સુંદર રીતે શાક વઘાર્યું, ભોગ ન પામે ભરણી,
અંતરમાંહે અગ્નિ વસે પણ, આનંદ પામે ન અરણી. ૨
નિજ નાભિમાં કસ્તૂરી પણ, હર્ષ ન પામે હરણી,
દયો કહે ધન દાટયું ઘણું પણ ધનવંત કહાવે ન ધરણી. ૩

---

# મહાપુરૂષોની કૃતિ ન કરવી.

મોહોટાનું વચન સુખધામ, કૃતિ રીતે કરીએ;
તે કરે ચહાય સો કામ, આપણ તો મરીએ, મોટા૦ ટેક.
પરનારી ક્રીડા કરી કૃષ્ણે, તે તો આપણે થાયરે;
ઉર્ધ્વરેત અગ્નિ પીવો, ગોવર્ધન કેમ ધરાય. કૃતિ ૧
શિવ અર્ધાંગે ઉમિયા રાખે પણ આપણને બીવુંરે,
તેમ કરિયે જો કામ બાળિયે, કેમ બને હળાહળ પીવું. કૃતિ ૨

રૂધિરમાંસને ભોગે ભવાની, આપણુ હઠીએ ત્યાંથીરે
સિંહ ચઢીને દાનવ દળવા, કાઢીએ તે બળ કયાંથી. કૃતિ ૩
ખરૂં ખોટું પણ પુત્રી લાંછન, બ્રહ્માને કહેવાયરે;
તે જોઇને તેમ કરીએ પણ આ સૃષ્ટિ કેમ રચાય. કૃતિ ૪
ચંદ્ર ઇંદ્ર ગુરુ પત્ની રમિયા, તેમ કરવું તો સુલભરે;
અંડ પ્રકાશ અમીવૃષ્ટિ, નગપાંખો છેદન દુર્લભ. કૃતિ ૫
અગ્નિભક્ષણ સર્વ કરે પણ, કોઇ કહે નહિ મેલોરે,
તે જોઇને તું તેમ કરીશ તો, સર્વે કહેશે ઘેલો. કૃતિ ૬
કલેશ પ્રિય નારદને છે જોઇ, રખે તું ઘેલાં કાઢરે;
તેનો સંગ ભવભયભંજન ને; તારો સંગ ભવ પાડે. કૃતિ ૭
અસુરપ્રતિગ્રહ સુરાપાન, શુક્રાચાર્યે નવ જોશોરે;
દિવ્ય ધુતિ મૃત સંજીવન વિદ્યા વેળા પછી રોશો. કૃતિ ૮
ગંગા મધ્યે મુનિ પરાશર, ઢીમર કન્યા ભોગીરે;
વ્યાસ પ્રગટ મછગંધા મૃગમદગંધા કરી એ યોગી. કૃતિ ૯
કુંતા કૃષ્ણા પાંચ પતિ પણ, સતી શિરોમણિ કહાવેરે;
તેનું જોઇ સ્ત્રી અન્ય કરે તો નિશ્ચય નરકમા જાવે. કૃતિ ૧૦
શંકરસ્વામીનું જોઇ શિષ્યે શ્વપચના ટુકડા ખાધા રે;
સીસું નવ પીવાયું સંગે થયા બહિર્મુખ બાધા. કૃતિ ૧૧
પુત્રતણી બે પુત્રી કશ્યપ, થઇને પિતામહ વરિયારે;
તેનો દોષ આપણે ના જોવો, તે ઘર હરિ અવતરિયા. કૃતિ ૧૨
જવની રાખી જગન્નાથ પંડિતે, તે તો સહુજ બની રેઆવે
બાવન સીડી ગંગા ચઢાવી, તે તો વેવલાં વિણાવે. કૃતિ ૧૩

મહેતે અનામિકને ઘેર ઓચ્છવ કીધો, તે આપણુ નવ જોઈએરે;
હરિએ હાર મેહેતાને આપ્યો તે વેળા પત ખોઈએ કૃતિ. ૧૪
માટે ક્રમાણ વાટે ચાલવું, ભજવા ગિરિવરધારીરે;
મોટાની ગતિ મોટા જાણે, દયા દીનતા સારી, કૃતિ ૧૫

---

# સત્સંગમહિમા

સર્વનો સિદ્ધાંત સત્સંગ છે, માનોની તમે સર્વનો સિદ્ધાંત છે.
ધન્ય ભાગ્ય છે તેનું ત્રિભુવનમાં, જેને હરિના સંગીનો સંગ છે.
નિજ સરખો તે કરે મળતાં જેમ નીચ જળ ગંગ મળતાં ગંગ છે.
એમાં સર્વ જપ વ્રત તીર્થ ધર્મ, યમ નિયમ યોગ અષ્ટાંગ છે.
અધમ પતિત થાય મહા સર્વોતમ એવો જેનો સબળ પ્રસંગ છે.
ગોબરકીટને સુંઘાડે પરિમળ પુષ્પનો એટલો પ્રતાપ તુચ્છ ભૃંગ છે.
વણસ્યું કામ કલ્પનું તે પલકમાં સુધારે, એવી જેની બુધ્ધિઓ ઉત્તંગ છે.
અવળાનું સવળું કરી નાંખે, ભાગે અઘ દુઃખ જે અભંગ છે,
રાત દિવસ સત્સંગમાં ગમે દયા, તે બેઠા શ્રીહરિને ઉછંગ છે.

---

## દિવ્ય લીલાસ્થળી

શ્રીવૃંદાવન સુખકારીરે, સમરે નાસે સૌ પીડા;
જ્યાં શ્રીરાધા ગિરિધારીરે; સદા કરે છે રસક્રીડા. ૧

જ્યાં રસમય ગિરિ ગોવર્ધનરે, રસમય શ્રીયમુના રાણી;
રસરૂપ વૃક્ષ ને વેલોરે, પૃથ્વી રસમય લો જાણી. ૨
રસરૂપ ચંદ્રમા અચલિતરે, રસમય છે દિવસ–રેની;
રસરૂપ સર્વ સામગ્રીરે, યુગલ રૂપને સુખદેની. ૩
જ્યાં ખટઋતુ સદા વસે છે રે જે મન ઇચ્છે તે થાયે,
છે સર્વ સમય હરિ સ્વાધીનરે, દિવસ રાત પણ થઇ જાયે. ૪
જ્યાં પ્રવેશ નહિ કોઇ પરનોરે, નવ ચાલે કોઇની માયા;
ગોપી પણ તે સૌ ગોવિંદરે, જેમ કાંઈ સ્વરૂપ ને છાયા. ૫
જ્યાં પુરુષ એક પુરુષોત્તમરે, બાકી સર્વે વ્રજનારી;
તેમાં લલિતા મુખ્ય સખી છે રે, મધ્ય બેઉની અધિકારી. ૬
જ્યાં જુગલકિશોર રમે છે રે, નવરસલીલા નિત્ય નવી;
અનુભવીનું અંતર જાણેરે, શકે વર્ણવી કેમ કવિ ? ૭
જ્ઞાનીની ગતિ નવ પહોંચેરે, પ્રેમરસ પ્રેમીનેજ ઝરે;
જેમ દૂધ સિંહણીકેરૂંરે, સિંહણસુત હોય તો જ ઠરે. ૮
એ પ્રેમ પરમ આનંદરસરે, રખે વિષયરસ સમ આણે;
એમાં શુક મુનિ ને શિવ છાકયારે; તે શું કામી જન જાણે ? ૯
જેણે કામને મોહ પમાડયોરે, તે પ્રભુ કામવશ કેમ થાયે ?
શ્રીકૃષ્ણરસક્રીડા ગાતાંરે, કામરોગ ઉરથી જાયે. ૧૦
મહાઅધમનો ઉદ્ધાર કરવારે, ભૂતળલીલા કરી નાથે;
જેમ ઘૃત વિષ જ્વરવાળાનેરે, તેજ અમૃત ઔષધ સાથે. ૧૧

હોય જીવની અવળી બુદ્ધિરે, માટે એ શિક્ષા ભાખી;
સમજી અનુભવતાં નિર્મળરે, થાશો શ્રીભાગવત સાખી. ૧૨
એ ભાવે હરિરસ ગાતાંરે, સુણતાં હરિ વહાલા થાશે;
ભજો દાસ દયાના પ્રીતમરે, સૌ સુખ સહેજે થઈ જાશે. ૧૩

## પ્રેમરસયાચના

પાઓ પ્રેમરસ પ્રાણજીવન રે, દીન થઈને જાચું રે,
મુક્તિમાર્ગીને આપજો જ્ઞાન રે, હું તો નવ રાચું રે. ૧
રીઝે રાબડી થકી ગરીબ લોક રે, ભોગીને ન ભાવેરે,
અમો છું રાજના ખાસા ખવાસ, એ મુકિત મન ન આવેરે. ૨
નિત્ય નિરખીએ શ્રીનટવરરૂપ રે, હોંસ હૈયામાંથી રે,
મનમાન્યું મળે સહુ સુખ રે, તે એકતામાં ક્યાંથી રે. ૩
દિવ્યરૂપ છો સદા સાકાર રે, આનંદના રાશિરે,
બોલે અનુચિત માયિક મુગ્ધ રે, તે નરકનિવાસીરે. ૪
દુષ્ટ જીવને કહે છે બ્રહ્મ રે, બ્રહ્મ જીવ લેખે રે,
તે છતે સ્વામીએ સોહાગિણીનું સુખરે, એ સ્વપ્ને ન દેખેરે, ૫
આપ સ્વામી, સદા હું દાસ રે, એ નાતો નિભાવો રે,
રુચે આપને કરો તેવી ટેવ રે, અન્ય રખે ભાવો રે. ૬

વિના લાલચનું લાલ મને વહાલ રે, અચલિત આપો રે,
વિષયવાસના પ્રપંચની પ્રીત રે, શ્રીકૃષ્ણ મારી કાપો રે. ૭
અનન્ય સેવા અખંડ સત્સંગ રે, મનોહર માગું રે,
**દયાપ્રીતમજી** આપો મને એહ રે, પાયે લળી લાગું રે. ૮

---

## કૃતાર્થતા

જેના હૃદયમાં અખંડ રસિકરૂપ, તેને કાંઈ નથી કરવુંરે,
પૂર્ણ લીલાસહ રાધા વ્રજભૂપ, તેને બાકી નથી તરવુંરે—ટેક.
જેને દઢ આશ્રય શ્રીવલ્લભદેવ, તેને કાંઇ નથી કરવુંરે.
વ્યસન કૃષ્ણ મુખ્ય માનસી સેવ, તેને બાકી નથી તરવુંરે.
લૌકિક વૈદિક ત્યજી શુદ્ધ શ્રીજી શરણ, તેને કાંઈ નથી કરવુંરે.
દીનભાવ વિરહતાપ ગિરિધરણ, તેને બાકી નથી તરવુંરે.
ભજન સર્વાત્મા હરિ ગુરુ સંત, તેને કાંઈ નથી કરવુંરે.
દઢ પ્રતીતિ ગુણગાન ગોપીકાંત, તેને બાકી નથી તરવુંરે,
સદા સુમતિ શ્રીકૃષ્ણ નામ જાપ, તેને કાંઇ નથી કરવુંરે.
ભકત દાસ દયા જગત અલગ પાપ, તેને બાકી નથી તરવુંરે.
પ્રપંચ વિસ્મૃતિ મતિ કૃષ્ણાસકત, તેને કાંઇ નથી કરવુંરે.
ત્યાગ તોષ સંગ રંગ કૃષ્ણ ભકત, તેને બાકી નથી તરવુંરે.

સહેજે આત્મસાત કર્યા કૃપાનાથ, તેને કાંઇ નથી કરવુંરે.
ગુરુ ભગવદીયે ઝાલ્યો હસી હાથ, તેને બાકી નથી તરવુંરે.
આસક્ત સહજે કૃષ્ણ કૃપાવડે થાય, તેને કાંઇ નથી કરવુંરે.
એનો જીવ પાસે ના મળે ઉપાય, તેને બાકી નથી તરવુંરે.
સહેજે પ્રીતિ વિશ્વાસ પ્રભુ સંગ, તેને કાંઇ નથી કરવુંરે.
દયાના પ્રીતમનો જેની ઉપર રંગ, તેને બાકી નથી તરવુંરે.

---

## રસનાને શિક્ષા

હરદમ કૃષ્ણ કહે શ્રીકૃષ્ણ કહે તૂં જબાં મેરી,
યેહી મતલબ કે ખાતર કરતા હૂં ખુશામદ તેરી.
દહીં ઔર દૂધ સક્કર દેતાહૂં હરવખ્ત તુઝે,
તોભી હરરોજ હરિનામ ન સુનાતી મુઝે.
કરે ગુનગાન ગોવિંદકા તો સુખ પરી વે ભલા,
નહીં તો મેં એંચ નીકાલૂંગા, કયા સુખ ચામ બલા.
ખોઇ જીંદગાની સારી, સોઈ ગુનાહ માફ તેરા,
દયાપ્રીતમ નામ ભૂલે મત આખર વખ્ત મેરા.

# અથ મંગલાચરણમ્

ચિંતાસંતાનહંતારો યત્પાદાંબુજરેણવઃ
સ્વીયાનાં તાન્નિજાચાર્યાન્ પ્રણમામિ મુહુર્મુહુઃ ૧
યદનુગ્રહતો જંતુઃ સર્વદુઃખાતિગો ભવેત્
તમહં સર્વદા વંદે શ્રીમદ્વલ્લભનંદનમ્ ૨
અજ્ઞાનતિમિરાંધસ્ય જ્ઞાનાંજનશલાકયા
ચક્ષુરુન્મીલિતં યેન તસ્મૈ શ્રીગુરવે નમઃ ૩
નમામિ હૃદયે શેષે લીલાક્ષીરાબ્ધિશાયિનમ્
લક્ષ્મીસહસ્રલીલાભિઃ સેવ્યમાનં કલાનિધિમ્ ૪
ચતુર્ભિશ્ચ ચતુર્ભિશ્ચ ચતુર્ભિશ્ચ ત્રિભિસ્તથા
ષડ્ભિર્વિરાજતે યો સૌ પંચધા હૃદયે મમ ૫

ઇતિ શ્રીમંગલાચરણં સમાપ્તમ્

# અથ શ્રી સર્વોત્તમસ્તોત્રમ્

પ્રાકૃતધર્માનાશ્રયમપ્રાકૃતનિખિલધર્મરૂપમિતિ
નિગમપ્રતિપાદ્યં યત્તચ્છુદ્ધં સાકૃતિ સ્તૌમિ ૧
કલિકાલતમશ્છન્નદૃષ્ટિત્વાદ્વિદુષામપિ
સંપ્રત્યવિષયસ્તસ્ય માહાત્મ્યં સમભૂદ્ભુવિ ૨
દયયા નિજમાહાત્મ્યં કરિષ્યન્પ્રકટં હરિઃ
વાણ્યા યદા તદા સ્વાસ્યં પ્રાદુર્ભૂતં ચકાર હિ ૩

તદુક્તમપિ દુર્બોધં સુબોધં સ્યાદ્યથા તથા
તન્નામાષ્ટોત્તરશતં પ્રવક્ષ્યામ્યખિલાઘહૃત્ ૪
ઋષિરગ્નિકુમારસ્તુ નામ્નાં છંદો જગત્યસૌ
શ્રીકૃષ્ણાસ્યં દેવતા ચ બીજં કારુણિકઃ પ્રભુઃ ૫
વિનિયોગો ભક્તિયોગપ્રતિબંધવિનાશને
કૃષ્ણાધરામૃતાસ્વાદસિદ્ધિરત્ર ન સંશયઃ ૬
આનંદઃ પરમાનંદઃ શ્રીકૃષ્ણાસ્યં કૃપાનિધિઃ
દૈવોદ્ધારપ્રયત્નાત્મા સ્મૃતિમાત્રાર્તિનાશનઃ ૭
શ્રીભાગવતગૂઢાર્થપ્રકાશનપરાયણઃ
સાકારબ્રહ્મવાદૈકસ્થાપકો વેદપારગઃ ૮
માયાવાદનિરાકર્તા સર્વવાદિનિરાસકૃત્
ભક્તિમાર્ગાબ્જમાર્તંડઃ સ્ત્રીશૂદ્રાદ્યુદ્ધૃતિક્ષમઃ ૯
અંગીકૃત્યૈવ ગોપીશવલ્લભીકૃતમાનવઃ
અંગીકૃતૌ સમર્યાદો મહાકારુણિકો વિભુઃ ૧૦
અદેયદાનદક્ષશ્ચ મહોદારચરિત્રવાન્
પ્રાકૃતાનુકૃતિવ્યાજમોહિતાસુરમાનુષઃ ૧૧
વૈશ્વાનરો વલ્લભાખ્યઃ સદ્રૂપો હિતકૃત્સતામ્
જનશિક્ષાકૃતે કૃષ્ણભક્તિકૃન્નિખિલેષ્ટદઃ ૧૨
સર્વલક્ષણસંપન્નઃ શ્રીકૃષ્ણજ્ઞાનદો ગુરુઃ
સ્વાનંદતુંદિલઃ પદ્મદલાયતવિલોચનઃ ૧૩

કૃપાદૃગ્વૃષ્ટિસંહૃષ્ટદાસદાસીપ્રિયઃ પતિઃ
રોષદૃક્પાતસંપ્લુષ્ટભક્તદ્વિડ્ ભક્તસેવિતઃ ૧૪
સુખસેવ્યો દુરારાધ્યો દુર્લભાંઘ્રિસરોરુહઃ
ઉગ્રપ્રતાપો વાક્સીધુપૂરિતાશેષસેવકઃ ૧૫
શ્રીભાગવતપીયૂષસમુદ્રમથનક્ષમઃ
તત્સારભૂતરાસસ્ત્રીભાવપૂરિતવિગ્રહઃ ૧૬
સાન્નિધ્યમાત્રદત્તશ્રીકૃષ્ણપ્રેમાવિમુક્તિદઃ
રાસલીલૈકતાત્પર્યઃ કૃપયૈતત્કથાપ્રદઃ ૧૭
વિરહાનુભવૈકાર્થસર્વત્યાગોપદેશકઃ
ભક્ત્યાચારોપદેષ્ટા ચ કર્મમાર્ગપ્રવર્ત્તકઃ ૧૮
યાગાદૌ ભક્તિમાર્ગૈકસાધનત્વોપદેશકઃ
પૂર્ણાનંદઃ પૂર્ણકામો વાક્પતિર્વિબુધેશ્વરઃ ૧૯
કૃષ્ણનામસહસ્રસ્ય વક્તા ભક્તપરાયણ;
ભક્ત્યાચારોપદેશાર્થનાનાવાક્યનિરૂપકઃ ૨૦
સ્વાર્થોજ્ઝિતાખિલપ્રાણપ્રિયસ્તાદૃશવેષ્ટિતઃ
સ્વદાસાર્થકૃતાશેષસાધનઃ સર્વશક્તિધૃક્ ૨૧
ભુવિ ભક્તિપ્રચારૈકકૃતે સ્વાન્વયકૃત્પિતા
સ્વવંશે સ્થાપિતાશેષસ્વમાહાત્મ્યઃ સ્મયાપહઃ ૨૨
પતિવ્રતાપતિઃ પારલૌકિકૈહિકદાનકૃત્
નિગૂઢહૃદયોનન્યભક્તેષુ જ્ઞાપિતાશયઃ ૨૩
ઉપાસનાદિમાર્ગાતિમુગ્ધમોહનિવારકઃ
ભક્તિમાર્ગે સર્વમાર્ગવૈલક્ષણ્યાનુભૂતિકૃત્ ૨૪

પૃથક્શરણમાર્ગોપદેષ્ટા શ્રીકૃષ્ણહાર્દવિત્
પ્રતિક્ષણનિકુંજસ્થલીલારસસુપૂરિતઃ ૨૫
તત્કથાક્ષિપ્તચિત્તસ્તદ્વિસ્મૃતાન્યો વ્રજપ્રિયઃ
પ્રિયવ્રજસ્થિતિઃ પુષ્ટિલીલાકર્તા રહઃપ્રિયઃ ૨૬
ભક્તેચ્છાપૂરકઃ સર્વાજ્ઞાતલીલોતિમોહનઃ
સર્વાસક્તો ભક્તમાત્રાસક્તઃ પતિતપાવનઃ ૨૭
સ્વયશોગાનસંહૃષ્ટહૃદયાંભોજવિષ્ટરઃ
યશઃપીયૂષલહરીપ્લાવિતાન્યરસઃ પરઃ ૨૮
લીલામૃતરસાર્દ્રાર્દ્રીકૃતાખિલશરીર ભૃત્
ગોવર્ધ્ધનસ્થિત્યુત્સાહસ્તલ્લીલાપ્રેમપૂરિતઃ ૨૯
યજ્ઞભોક્તા યજ્ઞકર્તા ચતુર્વર્ગવિશારદઃ
સત્યપ્રતિજ્ઞસ્ત્રિગુણાતીતો નયવિશારદઃ ૩૦
સ્વકીર્તિવર્ધ્ધનસ્તત્ત્વસૂત્રભાષ્યપ્રદર્શકઃ
માયાવાદાખ્યતૂલાગ્નિર્બ્રહ્મવાદનિરૂપકઃ ૩૧
અપ્રાકૃતાખિલાકલ્પભૂષિતઃ સહજસ્મિતઃ
ત્રિલોકીભૂષણં ભૂમિભાગ્યં સહજસુંદરઃ ૩૨
અશેષભક્તસંપ્રાર્થ્યચરણાબ્જરજોધનઃ
ઈત્યાનંદનિધિઃ પ્રોક્તં નામ્નામષ્ટોત્તરં શતમ્ ૩૩
શ્રદ્ધાવિશુદ્ધબુદ્ધિર્યઃ પઠત્યનુદિનં જનઃ
સ તદેકમનાઃ સિદ્ધિમુક્તાં પ્રાપ્નોત્યસંશયમ્ ૩૪
તદપ્રાપ્તૌ વૃથા મોક્ષસ્તદાપ્તૌ તદ્ગતાર્થતા
અતઃ સર્વોત્તમં સ્તોત્રં જપ્યં કૃષ્ણરસાર્થિભિઃ ૩૫
ઇતિ શ્રીમદગ્નિકુમારપ્રોક્તં સર્વોત્તમસ્તોત્રં સંપૂર્ણમ્

## અથ શ્રીયમુનાષ્ટકમ્

નમામિ યમુનામહં સકલસિદ્ધિહેતું મુદા
મુરારિપદપંકજસ્ફુરદમંદરેણુત્કટામ્
તટસ્થનવકાનનપ્રકટમોદપુષ્પાંબુના
સુરાસુરસુપૂજિતસ્મરપિતુઃ શ્રિયં બિભ્રતીમ્ ૧
કલિંદગિરિમસ્તકે પતદમંદપૂરોજ્વલા
વિલાસગમનોલ્લસત્પ્રકટગંડશૈલોન્નતા
સઘોષગતિદંતુરા સમાધિરુઢદોલોત્તમા
મુકુંદરતિવર્ધિની જયતિ પદ્મબંધોઃ સુતા ૨
ભુવં ભુવનપાવનીમધિગતામનેકસ્વનૈઃ
પ્રિયાભિરિવ સેવિતાં શુકમયૂરહંસાદિભિઃ
તરંગભુજકંકણપ્રકટમુક્તિકાવાલુકા
નિતંબતટસુંદરીં નમત કૃષ્ણતુર્યપ્રિયામ્ ૩
અનંતગુણભૂષિતે શિવવિરંચિદેવસ્તુતે
ઘનાઘનનિભે સદા ધ્રુવપરાશરાભીષ્ટદે
વિશુદ્ધમથુરાતટે સકલગોપગોપીવૃતે
કૃપાજલધિસંશ્રિતે મમ મનઃ સુખં ભાવય ૪
યયા ચરણપદ્મજા મુરરિપોઃ પ્રિયંભાવુકા
સમાગમનતો ભવત્સકલસિદ્ધિદા સેવતામ્
તયા સદૃશતામિયાત્કમલજાસપત્નીવ યત્
હરિપ્રિયકલિંદયા મનસિ મે સદા સ્થીયતામ્ ૫
નમોસ્તુ યમુને સદા તવ ચરિત્રમત્યદ્ભુતમ્
ન જાતુ યમયાતના ભવતિ તે પયઃપાનતઃ
યમોપિ ભગિનીસુતાન્ કથમુ હંતિ દુષ્ટાનપિ
પ્રિયો ભવતિ સેવનાત્તવ હરેર્યથા ગોપિકાઃ ૬
મમાસ્તુ તવ સન્નિધૌ તનુનવત્વમેતાવતા
ન દુર્લભતમા રતિર્મુરરિપૌ મુકુંદપ્રિયે
અતોસ્તુ તવ લાલના સુરધુની પરં સંગમાત્

તવૈવ ભુવિ કીર્તિતા ન તુ કદાપિ પુષ્ટિસ્થિતેઃ ૭
સ્તુતિં તવ કરોતિ કઃ કમલજાસપત્નિ પ્રિયે
હરેર્યદનુસેવયા ભવતિ સૌખ્યમામોક્ષતઃ
ઇયં તવ કથાધિકા સકલગોપિકાસંગમઃ
સ્મરશ્રમજલાણુભિઃ સકલગાત્રજૈઃ સંગમઃ ૮
તવાષ્ટકમિદં મુદા પઠાત સૂરસૂતે સદા
સમસ્તદુરિતક્ષયો ભવતિ વૈ મુકુંદે રતિઃ
તયા સકલસિદ્ધયો મુરારપુશ્ચ સંતુષ્યાત
સ્વભાવવિજયો ભવેદ્દદાત વલ્લભઃ શ્રીહરેઃ ૯

---

## અથ સિદ્ધાંતરહસ્યં

શ્રાવણસ્યામલે પક્ષે એકાદશ્યાં મહાનિશિ
સાક્ષાદ્ભગવતા પ્રોક્તં તદક્ષરશ ઉચ્યતે ૧
બ્રહ્મસંબંધકરણાત્સર્વેષાં દેહજીવયોઃ
સર્વદોષાનવૃત્તિર્હિ દોષાઃ પંચવિધાઃ સ્મૃતાઃ ૨
સહજા દેશકાલોત્થા લોકવેદનિરૂપિતાઃ
સંયોગજાઃ સ્પર્શજાશ્ચ ન મંતવ્યાઃ કથંચન ૩
અન્યથા સર્વદોષાણાં ન નિવૃત્તિઃ કથંચન
અસમર્પિતવસ્તૂનાં તસ્માદ્વર્જનમાચરેત્ ૪
નિવેદિભિઃ સમર્પ્યૈવ સર્વં કુર્યાદિતિસ્થિતિઃ
ન મતં દેવદેવસ્ય સામિભુક્તં સમર્પણમ્ ૫
તસ્માદાદૌ સર્વકાર્યે સર્વવસ્તુસમર્પણમ્
દત્તાપહારવચનં તથા ચ સકલં હરેઃ ૬
ન ગ્રાહ્યમિતિ વાક્યં હિ ભિન્નમાર્ગપરં મતમ્
સેવકાનાં યથા લોકે વ્યવહારઃપ્રસિધ્યતિ ૭
તથા કાર્યં સમર્પ્યૈવ સર્વેષાં બ્રહ્મતા તતઃ
ગંગાત્વં સર્વદોષાણાં ગુણદોષાદિવર્ણનાત્
ગંગાત્વેન નિરૂપ્યા સ્યાત્તદ્વદત્રાપિ ચૈવ હિ ૮

# અથ નવરત્નસ્તોત્રમ્

ચિંતા કાપિ ન કાર્યા નિવેદિતાત્મભિઃ કદાપીતિ
ભગવાનપિ પુષ્ટસ્થો ન કરિષ્યાત લૌકિકીં ચ ગતિમ્ ૧
નિવેદનં તુ સ્મર્તવ્યં સર્વથા તાદૃશાર્જનૈઃ
સર્વેશ્વરશ્ચ સર્વાત્મા નિજેચ્છાતઃ કરિષ્યતિ ૨
સર્વેષાં પ્રભુસંબંધો ન પ્રત્યેકમિતિસ્થિતિઃ
અતોન્યવિનિયોગેપિ ચિંતા કા સ્વસ્ય સોપિ ચેત્ ૩
અજ્ઞાનાદથવા જ્ઞાનાત્કૃતમાત્મનિવેદનમ્
યૈઃ કૃષ્ણસાતકૃતપ્રાણૈસ્તેષાં કા પરિદેવના ૪
તથા નિવેદને ચિંતા ત્યાજ્યા શ્રીપુરુષોત્તમે
વિનિયોગેપિ સા ત્યાજ્યા સમર્થો હિ હરિઃ સ્વતઃ ૫
લોકે સ્વાસ્થ્યં તથા વેદે હરિસ્તુ ન કરિષ્યતિ
પુષ્ટિમાર્ગસ્થિતો યસ્માત્ સાક્ષિણો ભવતાખિલાઃ ૬
સેવાકૃતિર્ગુરોરાજ્ઞાબાધનં વા હરીચ્છયા
અતઃ સેવાપરં ચિત્તં વિધાય સ્થીયતાં સુખમ્ ૭
ચિત્તોદ્વેગં વિધાયાપિ હરિર્યદ્યત્કરિષ્યતિ
તથૈવ તસ્ય લીલેતિ મત્વા ચિંતાં દ્રુતં ત્યજેત્ ૮
તસ્માત્સર્વાત્મના નિત્યં શ્રીકૃષ્ણઃ શરણં મમ
વદદ્ભિરેવ સતતં સ્થેયમિત્યેવ મે મતિઃ ૯

---

# શ્રીકૃષ્ણાશ્રયઃ

સર્વમાર્ગેષુ નષ્ટેષુ કલૌ ચ ખલધર્મિણિ
પાષણ્ડપ્રચુરે લોકે કૃષ્ણ એવ ગતિર્મમ ૧
મ્લેચ્છાક્રાન્તેષુ દેશેષુ પાપૈકનિલયેષુ ચ
સત્પીડા વ્યગ્રલોકેષુ કૃષ્ણ એવ ગતિર્મમ ૨
ગંગાદિતીર્થવર્યેષુ દુષ્ટૈરેવાવૃતેષ્વિહ
તિરોહિતાધિદૈવેષુ કૃષ્ણ એવ ગતિર્મમ ૩

અહંકારવિમૂઢેષુ સત્સુ પાપાનુવર્તિષુ
લાભપૂજાર્થયત્નેષુ કૃષ્ણ એવ ગતિર્મમ ૪
અપરિજ્ઞાનનષ્ટેષુ મંત્રેષ્વવ્રતયોગિષુ
તિરોહિતાર્થદેવેષુ કૃષ્ણ એવ ગતિર્મમ ૫
નાનાવાદવિનષ્ટેષુ સર્વકર્મવ્રતાદિષુ
પાખંડૈકપ્રયત્નેષુ કૃષ્ણ એવ ગતિર્મમ ૬
અજામિલાદિદોષાણાં નાશકોનુભવે સ્થિતઃ
જ્ઞાપિતાખિલમાહાત્મ્યઃ કૃષ્ણ એવ ગતિર્મમ ૭
પ્રાકૃતાઃ સકલા દેવા ગણિતાનંદકં બૃહત્
પૂર્ણાનંદો હરિસ્તસ્માત્કૃષ્ણ એવ ગતિર્મમ ૮
વિવેકધૈર્યભક્ત્યાદિરહિતસ્ય વિશેષતઃ
પાપાસક્તસ્ય દીનસ્ય કૃષ્ણ એવ ગતિર્મમ ૯
સર્વસામર્થ્યસહિતઃ સર્વત્રૈવાખિલાર્થકૃત્
શરણસ્થસમુદ્ધારં કૃષ્ણં વિજ્ઞાપયામ્યહમ્ ૧૦
કૃષ્ણાશ્રયમિદં સ્તોત્રં યઃ પઠેત્કૃષ્ણસંનિધૌ
તસ્યાશ્રયો ભવેત્કૃષ્ણ ઇતિ શ્રીવલ્લભોબ્રવીત ૧૧

---

## અથ ચતુઃશ્લોકી

સર્વદા સર્વભાવેન ભજનીયો વ્રજાધિપઃ
સ્વસ્યાયમેવ ધર્મો હિ નાન્યઃ ક્વાપિ કદાચન ૧
એવં સદા સ્મ કર્તવ્યં સ્વયમેવ કરિષ્યતિ
પ્રભુઃ સર્વસમર્થો હિ તતો નિશ્ચિંતતાં વ્રજેત્ ૨
યદિ શ્રીગોકુલાધીશો ધૃતઃ સર્વાત્મના હૃદિ
તતઃ કિમપરં બ્રૂહિ લૌકિકૈર્વૈદિકૈરપિ ૩
અતઃ સર્વાત્મના શશ્વદ્ગોકુલેશ્વરપાદયોઃ
સ્મરણં ભજનં ચાપિ ન ત્યાજ્યમિતિ મે મતિઃ ૪

---

## આજ સુધી બહાર ન પડેલાં નવાંજ પુસ્તકો:

૧. નિત્યલીલાસ્થ ચતુર્થ પીઠાધીશ્વર ગો૦ શ્રી ૧૦૮ શ્રીકન્હૈયાલાલજી મહારાજ શ્રીગોકુળવાળાકૃત દીનતા અને આશ્રયનાં પદ. પોતેશ્રીએ વિપ્રયોગ સ્થિતિમાં ભોંયરામાં બિરાજીને ગાયાં છે અને તેથી શ્રીમહાપ્રભુજીનો સાક્ષાત્કાર પણ થયો હતો. નિત્યનિયમમાં ગાવા જેવાં ૩૪ પદોનો સમૂહ, અને શ્રીગોકુલેશના પરમ કૃપાપાત્ર ગોધરાના મહાનુભાવી મોટાભાઈકૃત પુષ્ટિશિક્ષા. અત્યંત રસિક, તદ્દન સાદી. મીઠી ને પ્રસાદી વાણીમાં, લાંબો ૧૮૦ દોહાનો આ ગ્રંથ છે. આખા પુષ્ટિમાર્ગનું તત્ત્વ આ ગ્રંથમાં છે. જો કે આ મહાનુભાવીનું ટુંક પણ ચમત્કારી જીવનચરિત્ર પણ છે. દીનતા અને આશ્રયનાં પદ તથા પુષ્ટિશિક્ષા એકજ પુસ્તક છતાં ન્યો.–માત્ર. ૦–૧–૦.
૨. વૈષ્ણવ બાળપ્રાર્થના ભા. ૧ લો ન્યો. ૦–૧–૦.

---

ગૌ ભક્તને—તમારે ચોકખું ઘી જોઈએ છીએ ? બાળકોનું આરોગ્ય ઇચ્છો છો ? તો ગાયો પાળો.

ગાય પાળતાં—બાંધવાની જગાનો સંકોચ, વધતી જતી વાછડી વાછડાની વસ્તીનો ત્રાસ, ગાય વસુકી ગયા પછી બાંધવાની અડચણ. દોહવા, નિરવા, ચારવા, વાસીદુ વાળવા વગેરેની અડચણો નડતી હોય તો તે તરતજ દૂર કરનાર ગોપાલનના પવિત્ર કાર્ય માટેજ સ્થપાએલી–**શાહ અમીનની કંપની**, અમદાવાદ સાથે પત્ર વહેવાર કરો.

---

જલદી ગ્રાહક થાઓ. ઉત્તમોત્તમ માસિક નામે " ભક્તિ સામ્રાજ્ય " ભક્તિમાર્ગનાં ઉંચાં તત્ત્વ તદ્દન સહેલી ભાષામાં અત્યંત સુંદર અને રસિક માસિક વિદ્વાન અને ભાવિક શાસ્ત્રીઓના તંત્રીપણા નીચે પ્રકટ થાય છે

લખો–શ્રીગોવર્ધનનાથજીનું મંદિર, ઠે૦ મહેતાપોળ, વડોદરા.

## ઉપકાર

આ ગ્રંથમાળાના લગભગ દરેકના પાંચસો પાંચસો પુસ્તકો લઈ મોડાસાના ભગવદિયોએ આખા મહાજનનાં પાંચસો ઘરોનાં બાળકોના હાથમાં મુક્યાં છે, તે બદલ તેમનો ઉપકાર માનવામાં આવે છે અન્ય ગામો આનો ધડો લેશે !

# સસ્તી ભક્તિમાર્ગીય ગ્રંથમાળા

વૈષ્ણવ બાળગ્રંથમાળા, કીંમતમાં તદ્દન સસ્તી, સહેલી સીધી ભાષામાં વિશાળદૃષ્ટિથી રચાયલી અને ખુબ લોકપ્રિય થઈ પડેલી છે. જલદી મંગાવો અને બાળકોના પવિત્ર અને કોમળ હાથમાં મુકી આશીર્વાદ મેળવો. અસરકારક પ્રભુભક્તિ ગુરુભક્તિ, માતૃભક્તિ પિતૃભક્તિ, પાઠોવાળી આ ગ્રંથમાળા છે. નીતિ, પવિત્રતા ને આચાર દયા અને દીનતા, પ્રેમ અને આનંદ શબ્દે શબ્દે જણાઈ આવે છે

| નામ | કિંમત | સો પ્રતની કિંમ |
|---|---|---|
| વૈષ્ણવ બાળપોથી | ૦–૧–૬ | ૮–૦–૦ |
| વૈ૦ બાળશિક્ષા ભા–૧ | | |
| ( નવી ઢબની ) | ૦–૧–૬ | ૮–૦–૦ |
| (જુનીઢબની બીજી) | ૦–૦–૯ | ૪–૦–૦ |
| વૈ૦–બાળશિક્ષા ભા–૨ | ૦–૧–૬ | ૮–૦–૦ |
| વૈ૦–બાળશિક્ષા ભા–૩ | ૦–૨–૩ | ૧૨–૦–૦ |
| વૈ૦–બાળશિક્ષા ભા–૪ | ૦–૩–૩ | ૧૭–૦–૦ |
| દીનતા અને આશ્રયનાં | | |
| પદ તથા પુષ્ટિશિક્ષા | ૦–૧–૦ | |
| વૈષ્ણવ બાળપ્રાર્થના ભા-૧ | ૦–૧–૦ | |
| મહાનુભાવી ઇચ્છારામ ભટ્ટજીનાં | | |
| વચનામૃત છપાય છે થોડા | | |
| વખતમાં બહાર પડશે. | ૦–૪–૦ | ૨૧–૦–૦ |

આ બાળગ્રંથમાળાની લગભગ સીત્તેર હજાર પ્રત થઈ છે.

આ પુસ્તકો મળવાનું ઠેકાણું :—

લેખક વા પ્રકાશક પાસેથી; રેવડી બજાર, લલ્લુભાઈ ધર્મશાળા, મેડા ઉપર, અમદાવાદ. અને લલ્લુભાઈ મ લાલ દેસાઈ રીચીરોડ, દુ. નં. ૧૧૦—અમદાવાદ.

શ્રી ખડાયતા મુદ્રણ કલા મન્દિર, રાયપુર, અમદાવાદ